વાંચો                                                    વંચાવો

# કુદરતનો કોપ
## યાને
# દુનિયાને આફત


લેખક અને પ્રકાશક

**પટેલ કાભઇ નાથાભાઇ**

ગામડી, તા. આણંદ

( ગુજરાત )



સંવત ૧૯૮૩                                                    ઇ. સ. ૧૯૨૭


**સૂચના:** આ ચોપડી પોતાના ખર્ચે છપાવી પ્રસિદ્ધ કરી છે. અને વહેંચનાર માણસ પૈસા માગે તો એક પાઇ પણ આપવી નહિ. વગર કીમતે મફત આપવામાં આવે છે.

# નિવેદન

આ નાનકડી ચોપડી છપાવી પ્રસિદ્ધ કરવાનું કારણ એ છે કે શાસ્ત્રમાં કહ્યું છે કે "પુરુષાર્થ કરવું ને કરાવવું." આપણી પાસે એટલા બધા પૈસા નથી કે જેથી તમામનું દુઃખ નિવારણ કરી શકીએ. આપણે આપણાથી બનતી મદદ કરવી. કોઇની પાસેથી ફંડ તરીકે પૈસા ઉઘરાવી ભેગા કરવા માટે આ ચોપડી છપાવી નથી. હું ઇશ્વર કૃપાએ મારી શ્રદ્ધા પ્રમાણે ગુપ્ત દાન કરૂં છું તે બસ છે.

આ ચોપડીઓ છપાવી છે તે પૈસા લેવા માટે નહિ, પણ પોતાના દેશની લાગણીને ખાતર, મારા પોતાના ખર્ચે છપાવી છે. દરેક વાચકને મફત ચોપડી આપવામાં આવે છે, જેથી એક પાઇ પણ કીમત નહિ આપતાં વહેંચનાર તરફથી મફત મળશે.

લખાણમાં ભુલચુક હોય તે વાંચકવર્ગ સુધારી વાંચી લેશે એવી આશા રાખું છું. આ ચોપડી વાંચીને નકામા તરીકે ફેંકી નહિ દેતાં બીજાને વાંચવા આપી ગુજરાત કાઠીઆવાડ રેલ સંકટ નિવારણ અર્થે તન, મન કે ધનથી યત્કિંચિત બનતી મદદ કરશે તો મારો આ પ્રયત્ન સફળ થયો માનીશ.

કાભઇ નાથાભાઇ પટેલ

# કુદરતનો કોપ



શ્રીમાન સદ્‌ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ નાનકડું પુસ્તક વાંચો અને વંચાવો અને તેનો ઇચ્છા અનુસાર ઉપયોગ કરો. આપ જાણતા હશો કે આ ચોમાસામાં વરસાદે કરી તેમજ કુદરતના કોપે કરી ગુજરાત તથા કાઠિયાવાડ પ્રાન્ત વગેરેમાં કરોડો રૂપીઆનું નુકશાન થયું છે. કેટલાંય મકાનો પડી ગયાં. નદી ઉપરનાં ગામો તણાઇ ગયાં. કેટલાંક માણસો તથા ઢોરાં પણ તણાઇને મરી ગયાં. તેમજ ખેતીના પાક કોહવાઇ ગયા તથા ઘણાં ખરાં ગામોમાં રોગના ઉપદ્રવ પણ ચાલ્યા છે. આવી આવી ઘણી અડચણો આપણા દેશમાં આવી પડી છે. તેમાં બીજા દેશોની ઘણી મદદ આવવાની વકી છે; પરંતુ દેશેદેશને તેમજ ગામેગામને મદદ કરવી તે આપણી ફરજ છે. બહારના ફંડોની તથા સરકારની મદદ મળતાં સુધી જે ગામમાં સારા શ્રીમંત સદ્‌ગૃહસ્થ હોય તેમણે પોતાના ગામના નીરાધાર ગરીબોને તત્કાળ મદદ જેટલી બને તેટલી કરવી. જેને ઇશ્વરે આપ્યું હોય તેણે આ દેશસેવા કરવા ચૂકવું નહિ. ફરી ફરી આવો વખત આવનાર નથી. હાલ ઇશ્વરે જેને બચાવ્યા છે તેને આ લાભ લેવાનો છે. અને જે મકાનો તળે ડબાઇને કે નદી નાળાના પુરે તણાઇને મરી ગયા તેમને આ લાભ લેવાનો નથી. હજી પણ આપણે

અભિમાનના અંધકારે કરી એમ ન માનવું કે રહેલી મીલકત સુખેથી ખાઇશું ને જીવીશું. આપણે માથે રાતદિવસ કાળ ચક્ર ભમી રહેલ છે અને તે કાળ જે વખતે ઘેરો ઘાલશે તે વખતે કાળના પંજામાંથી છુટવું મૂશ્કેલ થઇ પડશે. જેથી બચવાના ઉપાય શોધી લ્યો. હાથે તે સાથે અને જે મરી ગયા તે કંઇ લઇ ગયા નથી ને આપણે પણ લઇ જનાર નથી. ફૂલ નહિ ને ફૂલની પાંખડી શ્રદ્ધાનું દાન છે. જેને જે મળે તે ઇશ્વર અપાવે તે પોતાના દેહને તે દેવને એમ સમજી પણ પરમાર્થ કરો અને અત્રેના નિરાધાર ગરીબોને તથા તેમનાં બાપ બચ્ચાંને જીવાડો. પોતાના ગામમાં ઘરવાર ફરી ફરીને બારીક તપાસ કરી શોધશો તો ઘણા શરમાળ ને આબરૂદાર કે જેને ધર્માદા ફંડ કે સરકારની તગાવી લેવાની પણ આબરૂના લીધે શરમ આવે તેવા નિરાધારો ઘણા નીકળશે. અત્યારે તેમની સ્થિતિ ભયંકર છે. જો માગીશું કે લેવા જઇશું તો લોકો ચર્ચા કરશે, તગાવી કે ફંડ લેવા જઇશું તો લોકો ભીખારી કહેશે તેમજ કોઇ શેઠ શાહુકારને ત્યાં લેવા જઇશું તો તે ધીરશે નહિ; આવા વિચારે કેટલાક નિરાધાર ગરીબો શરમાઇને મનમાં મુઝાઇને પોતે ભુખે મરે છે ને તેમનાં બાળબચ્ચાં પણ ભુખે મરે છે.

ઢેડ, ભંગીઆ, વાઘરી, ચમાર, વસવાયાં વિગેરે માગી, રડીકકળી કે બળાત્કાળે ચોટી પડીને માગી પોતાનું ગુજરાન ચલાવે અગર તો ધર્માદા ફંડ કે તગાવી લઇને

દિવસો ગુજારે. પરંતુ આબરૂદારને ઉંચ કોમ જેવા કે પાટીદાર, વાણીઆ, બારૈયા, ગરાસીઆ, રાજપુત, મુસલમાનો વિગેરે પોતાનું સાધારણ આવરણ ચલાવતા હોય ને તેમનું મકાન પડી ગયું અને દાણા વિગેરે સરસામાન ડબાઇ ગયો અને તેમની ખેતીવાડીનો પાક કોવાઇ ગયો એટલે તેમને કોઇ પણ જાતનો આધાર રહ્યો નહિ, તે લોકો હાથે પગે ઘરમાંથી નીકળી બીજાને ઘેર રહેલ હોય અને તેનાં સગાંવહાલાંની કે ભાઇબંધ દોસ્તદારની પણ આ સ્થિતિ થઇ હોય તો પછી તેને કોઇનો આધાર રહ્યો નહિ. ગામમાં કોઇ ઉધાર ધીરે નહિ તેમજ કોઇની મજુરી કરવા જવાય નહિ. પાંચ સાત દસ માણુસો તેની પાછળ ખાનાર હોય. હવે તે માણુસની શી દશા? કેવી રીતે જીવી શકે? ઘરબાર પાયમાલ થવાથી ભુખે મરવાથી ને બાળબચ્ચાંની પીડાથી તેના ફીકરે પગ ભાગી જવાના ને રોગનો ભોગ થઇ પીડાય તો તેનાં ઢોરાંની, તેનાં બાળબચ્ચાંની શી અવદશા થાય તે ઘણો વિચાર કરવા જેવો છે.

મરી જાય પણ માગે નહિ અપને તનકે કાજ;<br>
પાપી પેટને કારણે માગતાં આવે લાજ.

આવા ટેકવાળા પણ ઘણા પડયા છે. માટે જ બારીક તપાસથી તેની હીલચાલ જોઇ તેને ખાનગીમાં પૂછી તેને ગુપ્ત દાન, અન્ન ને વસ્ત્ર આપવાં જોઇએ. મફત લેવા ના પાડે તો ઉધારે પણ ધીરી તેનું આવરણ ચલાવા કોશીશ કરવી અને બને તે ઉપાયે તેને જલદી ધંધારોજગારે

વળગાડી દેવાના ઉપાયો યોજવા. આવા બનાવો જયાં ગામાં તણાઇ ગયાં છે અને જે ગામ પાણીથી ડુબી ગયાં છે ત્યાં ઘણા બન્યા છે. માટે તે ગામના સદ્દગૃહસ્થોએ અગર આજુબાજુના ગામના ગૃહસ્થોએ અગર તો તેમના ખબરદાર સગા તથા ભાઇબંધોએ ખાનગીમાં તપાસ કરવી ને તેમને બનતી મદદ કરવી. બીજું ધર્માદા મહાજન તરફથી જે કપડાં તથા અનાજ અપાય છે, તે માટે ધર્માદા ફંડ મહાજન તરફના વહીવટદારોએ તથા સરકારી અમલદારોએ ખાસ ગામમાં વારંવાર ફરી આજુબાજુના પાડોશીઓને પૂછી આવી અડચણોવાળા નિરાધાર ગરીબને શોધી કાઢીને આપવું જોઇએ. પછી દેખીતા ગરીબોને તો દરેક આપશે તેમાં નવાઇ નથી.

જે ગામમાં અનાજ, વસ્ત્રો કે તગાવી વગેરે ધર્માદા અપાય તો તેમાં ગામના પોલીસપટેલ કે તલાટીનો મત નહિ લેતાં ગામના પાંચ પ્રામાણિક આગેવાનોનો મત લઇ જે કામ કરશે તે ઘણું દીપી આવશે ને તેમાં કોઇ પણ રહી જશે નહિ. ધર્માદા મહાજન તરફનાં ફંડોને સરકારની મદદ આવતાં સુધી ગામના અને આજુબાજુના ગામવાળા ગૃહસ્થોએ તાત્કાલિક મદદ કરવી. તેમનો અત્રેનો ખરો વખત જાળવી લેવો તે ઘણુંજ પુન્યનું કામ છે. ઘર પડતાં હોય તો પડવા દો. તેને ટેકા મૂકવાના રહેવા દો ને ધર્મનો ટેકો મૂકવાનું શરૂ કરો કે ગરીબોની હાય મટી તેમની આશીષ મળે. આ વખતે ચોર-પાપી કે

હત્યારો, અગર હરામખોર હોય તો તેનાં કૃત્ય જોવાનાં નથી. પણ ભુખે મરતાને અનાજ આપો, આપો ને આપો જ. ધર્મનું બીજ વાવો. ખેતરમાં વાવેલું તો કોવાઇ ગયું પણ હવે ધર્મનું બીજ વાવો. જેને ઇશ્વરે આપ્યું હોય તેને આ વખતે જોઇ રહેવા જેવું નથી. છપનના દુકાળથી પણ આ વધી ગયો છે. છપનામાં તો રહેવા ઘર પણ હતાં અને આ વખતે તો ઉભું રહેવાની જગ્યા નથી તો ખાવાની વાતજ શી. જેની પાસે સાધન છે તેને સમજવાનું છે કે જ્યારે આપણું પડી જાત, સડી જાત, આપણે જાતે તણાઇ જાત ત્યારે શું કરવાના હતા. આપણું પાલ્યું પળત નહિ, માટે ઇશ્વરે આપણને બચાવ્યા છે. આપણી માલમિલ્કત સહીસલામત રહેવા દીધી છે; તો ભલે એમ માનજો કે આપણું પણ ઘર પડી ગયું હતું, તેવું માનીને પણ અન્ય ગરીબોને જીવાડો અને તેનો બદલો ઇશ્વર જરૂર આપશે. જો આ કુદરતી કોપમાંથી બચી ગએલાની રહેમ નજર નહિ થાય તો ઇશ્વર કોઇ પણ પ્રકારે બદલો લેશે. આપણે એવું ન માનવું કે જીવતાં સુધી સુખે ખાવું ને કોઇને આપવું નહિ, પણ તે તમારૂં જાળવ્યું જળવાવાનું નથી, ઇશ્વરને રાખવું હશે તો જ રહેશે. નહિ તો—

અગન પલીતા રાજદંડ, ચોર મુશાળે જાય;
ઇતના દંડ દુનિયા સહે, પણ ધર્મ સહ્યો નવ જાય.

અને જો ઇશ્વરને આપવું હશે તો—

થનાર વસ્તુ એણીપેરે થાય જેમ શ્રીફળમાં પાણી ભરાય.

અને જવા કાળ હશે તો—

જનાર વસ્તુ એણીપેરે જાય જેમ ગજંધર કોહું ગળાય.

માટે કરીને જેને ખુશી થઇ દાન કરવું હોય તે સુખેથી કરજો ને નિરાધાર ગરીબોને તપાસ કરી ન લેવા આવે તો તેમને ઘેર જઇ આપી આવજો. આમાં લેખકનું જરા પણ કંઇ નથી.

મારા પ્રિય વાંચકો તમારા મનમાં શંકા ઉત્પન્ન થતી હશે કે—

આ કરવું આ ના કરવુ એમ અન્યને શિક્ષા દે છે,
તે પ્રમાણે તું નથી કરતો અનુચિત કર્મ કરે છે.

જો અત્યારે લેખકે શું કર્યું છે એમ દર્શાવું તો વાંચકોના મનમાં વળી શંકા રહે કે પોતે નામ કાઢવા માટે કે મોટાઇ મેળવવા માટે લખ્યું હશે, પરંતુ ના ના તેવું મિથ્યા અભિમાન મને નથી. મને નામની નથી પડી, મોટાઇની નથી પડી, પણ પડી છે એટલી કે હું જાતે તપાસ કરવા નીકળેલો ને મેં મારી નજરે જોયેલું તેમજ આ પ્રમાણે મારા મનને નક્કી થએલો તે મારા જાતિ અનુભવે આ લખાણ લખેલું છે અને હું જાતેજ ગુપ્ત દાન આપું છું.

આ સાલમાં વરસાદે કરી ઘણાં મકાનો પડી ગયાં છે. તેથી લોકનું કહેવું એવું છે કે માટી નહિ વાપરતાં ચુના, સીમેન્ટ વાપરી પાંચા મજબુત કરી મકાનો બાંધવાં, પણ

તે નહિ ટકવાનાં. પરંતુ—

નામ રહંતાં ઠકકરા નાણું નવ રહંત,
કીર્તિ કેરાં કોટડાં પાડયાં નવ પડંત.

માટે સમજુ અને ડાહ્યા સજ્જનો જમીનમાં પાયા ખોદવાના મુકી આપણા શરીરમાંથી ઇર્ષા ( અદેખાઇ )રૂપી ઓળવણનું મટોડું કાઢી નાખી ધર્મની ગાર વડે દાનરૂપી ઇંટો ચોટાડો અને મનરૂપી કડીઆ ઉપર પાકી દેખરેખ રાખો કે વિચારરૂપી લેલુ અટકાવે નહિ અને અભિમાનરૂપી ઓરંભા મારે નહિ તોજ પરોપકારરૂપી પાયો મજબુત થશે અને તે પાયા ઉપરનું કીર્તીરૂપ કોટડુ થશે તે ઘણા કાળ સુધી ટકશે કયારે કે જયારે દયાદષ્ટિએ જોશો ત્યારે. પછી તે કોટડાને વરસાદનો, અગ્નિનો કે પવનનો બીલકુલ જોકો લાગશે નહિ. પછી માટી ચુનો કે સીસાની ગારે પત્થર વાપરી ચણાવીશું તો પણ તે ટુંક મુદતે પડી જવાનાં માટે જે કંઇ કરો તે પહેલાં પરમારથ કરો ને પછી ગરીબોને ધંધે વળગાડી તમારૂં કામ કરો.

પરોપકારાય દુઝંતિ ગાવઃ પરોપકારાય ફલંતિ વૃક્ષઃ
પરોપકારાય વહંતિ નદ્યઃ પરોપકારાય સતામ્ વિભુતયઃ

કબીર કહે કમાલકુ દો બાતો શીખ લે,
કર સાહેબકી બંદગી તે ભુખ્યા કું કુછ દે.

ડોલનું અનાજ તોળવાવાળાએ કે ધર્મના ફંડનો વહીવટ કરી વહેંચી આપનારે કોઈ પણ ગરીબનામાંથી કસર

કાઢી પોતાનો સ્વાર્થ સાધવો નહિ.

તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય,
માટે ગરીબ ન સતાવીએ બુરી ગરીબકી હાય.

દયા ધર્મકો મુલ હે પાપ મુલ અભિમાન,
માટે દયા ના છોડીએ જબલગ ઘટમાં પ્રાણુ.

ગરીબોતણી આશીષથી દુઃખો તમારાં દૂર થશે,
આધી ઉપાધી ટળી જઇ આયુષ્યની વૃદ્ધિ થશે;
સૌ દાન માંહે શ્રેષ્ઠ છે જે દાન અત્રે આપશો,
આ લોક ને પરલોકમાં ત્રિવિધતણું સુખ પામશો.

માલીકે ધન ઘણું આપ્યું રે વાપરવાના દિવસો આવ્યા રે,
કહો દાન દેઇશું કયારે આજ આજ ભાઇ અત્યારે.

બીચારા ગામડાના લોકોને કેવી આફ્ત આવી પડી હતી તે જેને વીતી હોય તેજ જાણે. (નીચે પ્રમાણે)

( આફ્ત )

સન ઑગણીસે સતાવી અને માસ હતો જુલાઇ
ચોવીસને વાર હતો રવી રાત પડી લોક ગયા સુઇ
ચઢી વાદળને રાત અંધારી પછી મેઘરાયે હેલી કરી
પડયો વરસાદ આંખ્યો મેંચી હળલાકડાં લઇ ગયો ખેંચી
નેર નાળાં ને તલાવ ભરીયાં પછી પાણીથી ભરાયાં ફળીઆં
પાણી મકાનોએ ગયુ ચડી એવે રસ્તાપરની ભીંતો પડી

પડી ઇંટોને થયા ઢગલા ભર્યાં પાણીએ પાછાં પગલાં
પાણી ઘરમાં પેસવા માંડયું એટલે લોકો જાગ્યા ને જોયું
પાડે બુમો ને કરે પોકાર થઇ ગયો ગામમાં હાહાકાર
ગામો બુડવાની થઇ તૈયારી પછી લોકોએ વાત વિચારી
સવાર થાય તો તાલુકે જૈયે ત્યાંના અમલદારોને કૈયે
વાણુ વાયુ ને પાણી વધ્યુ લોકે જાણ્યુ ગામ બુડશે બધુ
રસ્તા પાણીના ખુલ્લા કર્યા પછી મેઘરાય જરા ઠર્યા
ઘરાંમાં પાણી ગામમાં પાણી ને જોરજ કીધું પવને
આજકાલના ફેસનવાળા મકાનો લેઇ ગયા'તા ગગને
મકાન પડયાં વાયરે ને પાણી ઉતરી પડ્યા કુવા
મેઘરાયની મહેરબાની તે ગઇ કથીરીઓને જુવા
આ તો કુદરત કેરોરે કોપ નહિ મેઘરાયનો વાંક

( આપણી મોટી ભુલ )

ગામમાં પાણી ભરાઇ જવાથી ગામદીઠ પચીસ પચાસ માણસોનાં ટોળાં તાલુકે અમલદારોને ફરીઆદ કરવા ગયાં પરંતુ વિચાર ન કર્યો કે ગામમાં બહારનું પાણી આવતું અટકાવવા પાળો બાંધીએ અગર ભરાયલા પાણીને કાઢવાનો રસ્તો કરીએ. વખત પ્રમાણે વર્તવું જોઇએ તેમજ સમયસુચકતા વાપરી બચવાના ઉપાય યોજવા જોઇએ.

ઉપર મુજબનો જુલ્મ થવાથી ગામોનાં ગામો પાયમાલ થઇ ગયાં છે તે ત્યાં જઇ જોવાથી અને આ વખતનો દેખાવ જોઇ કઠણ હૃદયવાળાને પણ આંખમાં આંસુ ઉભ-

રાઇ આવે માટે ડાહ્યા અને સમજુ વાંચકો વાંચો અને વંચાવો તેમજ આપનો પરમ કૃપાળુ હાથ ગરીબ નીરાધારો આગળ લંબાવો તેવી મારી નમ્ર વિનંતી.

આંગળી દેખાડયાનું પૂન્ય છે પોતાથી ન બને તો પરની પાસે પણ કરાવો.

વરસાદના પાણીથી નહેર, નદીનાળાંમાં ડુબતા બચવાની ખાતર જેમ હોડીઓનો બંદોબસ્ત રાખ્યો હતો. કોઇ કોઇ ગામોવાળા લાકડાંના તરાપા બાંધીને તરીને બચ્યા હતા. કોઇ પોતાની તરવાની કળાએ તરી બચ્યા હતા. પણ સંસારરૂપી સાગરમાંથી તરવાના ઉપાય શોધો—

તરે તરણુને તુમડું તરે ગાય ને વહાણુ,
તરે ભાગ્યશાળીનું પૂન્ય ન તરે પાપી ને પહાણુ.

માટે સંસારરૂપી સાગરમાં તરવાનો ઉપાય ફક્ત પૂન્ય જ છે.

ઘણા માણુસો કરીને કહી બતાવે છે, પણ તે મિથ્યા અભિમાન છે.

હું કરૂં આ મેં કર્યું એ માનવી મિથ્યા બકે.
કિરતારની કીરપા વિના નવ પાન પણ હાલી શકે.

જે માણુસ એકલો જાતે કમાઉ છે ને તેની પાછળ પાંચ સાત માણુસ બેઠા ખાઉને ધમકી આપે ને પોતે

મહેનતુપણાનું દબાણ બતાવે છે, પરંતુ તેમ ન કરવું. જેના ભાગ્યમાં જેવું હશે તેવું તે ભોગવશે. આપણા ભાગ્યમાં મહેનત કરી તેઓનું ભરણ પોષણ કરવાનું હશે તે કોણ જાણે છે, માટે અભિમાન ન લાવો કે હું કમાઇ, બેસી રહેનારને જીવાડું છું.

મુરખ નર મમતા કરે હું રળું ને સબ ખાય,
કોશેટાના જીવને અન્નપાણી કોણ પાય.

ડુબેલા ગામોવાળા ભાઇઓને સૂચના:—

હવે તમે સબુર કરો. ઇશ્વરે જેવી ઝડપથી આફત નાખી છે તેવી જ તે ઝડપથી ઉઠાવી લેશે. મદદગારો ઘણા મળી આવશે, ગભરાવાનું કારણ નથી. શાન્તી રાખો સંતોષ સમાન સુખ નથી.

સુખ સમયમાં છકી ન જવું દુ:ખમાં ન હિંમત હારવી,
સુખ દુ:ખ સદા ટકતાં નથી એ નીતિ ઉર ઉતારવી.

તમો પરાઇ આશાએ બેસી નહિ રહેતાં તમારા બનતા ઉપાયો શોધશો. લોકોની મદદથી આપણે મૂળ સ્થિતિ ઉપર આવનાર નથી. વખતે અત્રે આવરણ ચલાવવા જેટલી મદદ કરી શકશે; માટે આશા રાખી વગર મહેનતે બેસી રહેવું નહિ.

આશા પાસા ને ભમર જળ ઠગ ઠાકોરને કલાલ
કદી ન થાએ આપણાં સર્પ સોની ને છીનાળ.

આ નવ ચીજો કોઇ દિવસ આપણી થઇ નથી ને થનાર પણ નથી.

રાજા રામા ને યમદૂતો વળી જાચક અગ્નિ મેહ,
છત અછત જુવે નહિ દયા ન ધારે દેહ.

આ છ ચીજોને બીલકુલ દયા હોતી નથી.

તાળી-મિત્રો પણ આ વખતે દૂર ખશી જશે અને ખરો હશે તેજ તમારો થશે.

દોસ્તી કરીએ જાન હે જાનસી હે રહે થાન કી પ્રીત કેસી,
સુડલા બેઠા માસ છ માસ ચાંચ મારી ત્યારે રૂ જેસી.

કવિ ગંગ કહે સુણ શાહ અકબર,

છાશ મીઠી પણ નહિ દૂધ જેસી.

( સગાંવહાલાં તમારાં નહિ થાય )

અરે દુનિયા બધી જુઓ વિના સ્વાર્થે નહિ કોઇ,
સગાંવહાલાં અને વાલી નથી કોઇ સ્વાર્થ વિણ બાકી;
વિના સ્વાર્થે નહિ ભ્રાતા નથી કો મિત્ર પણ થાતા,
તણાતાં છોકરાં મૂકી નાશી છૂટ્યા બાપ ને કાકા.

મિત્ર વખાણુ બે હાતણે સગો વખાણીએ સોય,
સ્ત્રી ક્યારે વખાણીએ કે ઘરમાં ન હોયે કાંય.

આ વખત કેવો છે કેઃ—

સબ સબકી સમાલો જેને પડી તે ભોગવો,
કોઇ કોઇનું છે જ નહિ પણુ બને તો જોગવો;
મોત મુઠીમાં લઇને ફરો કામ પોતાનું પરવારો,
ગભરાવા કારણુ નથી મરવું એક જ વારો.

કાભઇ નાથાભાઇ પટેલ

---



# ધનવાનો!

## બચાવો બચાવો

## ગુજરાત કાઠીઆવાડને

## રેલની ભયંકર આફતમાંથી

---

દયાળુ સદ્‌ગૃહસ્થો, આ ભારે રેલથી ઘણા લોકોના ઘરબાર તણાઈ ગયાં છે અને ઢોર તેમજ ખેતીવાડીનો તદ્દન નાશ થયો છે. તો આવે વખતે તમો તમારા પૈસાનો છૂટથી ઉપયોગ કરી જનસેવા કરવાનો આ અમૂલ્ય લાભ લેવા ચુકશો નહિ. હાથે તે સાથે એ કહેવત મુજબ તમે તમારા ઉદાર હાથે તનમન અને ધનથી દુઃખીઓને દિલાસો આપો.

---

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૧૫ : ૮ :'૨૭.